**SAHITYASETU**
**ISSN: 2249-2372**
**A Peer-Reviewed Literary e-journal**

Sahityasetu

Year-2, Issue 4, Continuous Issue 10, July - August 2012

# Index - અનુક્રમણિકા

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 4, Continuous Issue 10, July - August 2012

## ગઝલ: અનંત રાઠોડ "પ્રણય"

રહે દરેક શ્વાસ મા જીવંત કોઇ અન્ય છે
ભીતર નથી પ્રણય,નથી અનંત કોઇ અન્ય છે

ઉડ્યા કરે નગરમા એક વાત ભીંતના વિશે
કે બારીથીય ખૂબ ભાગ્યવંત કોઇ અન્ય છે

ઉજાશ તો બધો ગયો એના ગયા પછી છતા
હજુય ભીતરે જરુર જ્વલંત કોઇ અન્ય છે

વ્યથા,ઉદાસી ને તરસ,ત્રણેય લોક છે મળ્યા
બતાવ આટલોય ક્યા શ્રીમંત કોઇ અન્ય છે

અખિલ વિશ્વમા બધે હુ વિસ્તર્યો છુ તે છતા
દશે દિશા અજાણ ને દિગંત કોઇ અન્ય છે

**અનંત શૈલેષકુમાર રાઠોડ, હિંમત છાત્રાલય, સિવિલ હોસ્પિટલ પાસે, સિવિલ રોડ, હિંમતનગર– ૩૮૩૦૦૧ (સાબરકાંઠા) Mo. 09374271092**
**gazal_world@yahoo.com**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 4, Continuous Issue 10, July - August 2012

## અગડમ્–બગડમ્: પ્રવીણ રાઠોડ

થઈ ગયું રે અગડમ્ બગડમ્, ભાઈ થઈ ગયું રે અગડમ્–બગડમ્ !
ચેસ–ગેમમાં મહોરા મુક્યાં, કોઈ કાળા કોઈ ધોળા,
કાળા–ધોળા મહોરાઓમાં,
થઈ ગયું રે અગડમ્—બગડમ્..
રાજા રાણી પાસ–પાસમાં,
ને ઊંટ ઘોડા હાથી પછી,
સામા સામી ખેલ ખેલમાં,
થઈ ગયું રે અગડમ્–બગડમ્
હાથી ચાલે આડો–ઊભો,
ને ઊંટની ચાલ છે ત્રાંસી..
આડી ઊભી ત્રાંસી ચાલે,
થઈ ગયું રે અગડમ્–બગડમ્..
એક–મેકના મહોરા મારે,
અંતરપટના પડદા ખૂલે,
મહોરાઓને બચાવવામાં,
થઈ ગયું રે અગડમ–બગડમ્,
પૂંઠા પરની ચેસ–ગેમમાં,
એક–મેકને કરે ચૅક તે,
ચૅક મૅટની વાત વાતમાં,
થઈ ગયું રે અગડમ્–બગડમ્
છોડી દીધી ચેસ–ગેમને,
જોડી દીધી નેહ–ગેમને,
નેહ કેરા બંધને તો,
થઈ ગયું રે અગડમ્–બગડમ્

પ્રવીણ બી. રાઠોડ, ગુજરાત આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ(સાંજની)

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 4, Continuous Issue 10, July - August 2012

## ગઝલ: ગિરીશ પરમાર

ચંદ્ર પણ કાળો થયો છે.
કૈંક ગોટાળો થયો છે.

મૌન તો તોડ્યું નથી મેં,
કેમ હોબાળો થયો છે ?

પગ હજી મજબુત છે હો,
શ્વાસમાં ચાળો થયો છે.

એક ઘર ખાલી થયું તો,
પંખીને માળો થયો છે.

દુઃખ નામે દાખલામાં,
માત્ર સરવળો થયો છે.

ગિરીશ પરમાર, અમદાવાદ

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 4, Continuous Issue 10, July - August 2012

## વાર્તાવારિધિ

## મારી કમલા – ક. મા. મુનશી

### મારી કમલા : લે. કનૈયાલાલ મુનશી

('મારી કમલા અને બીજી વાતો' માંથી)

ભલે તમે માનો કે ન માનો, પણ કેટલાકના જીવન પર કમનસીબીનાચારે હથ હોય છે; અથથી ઈતિ સુધી સુખનાં સ્વપ્ન પણ તેમને દુર્લભ હોય છે. તેનો દાખલો જોઈએ તો હું! જન્મથી એકે પાસો સીધો પડ્યો નથી, એકે કામ નિર્વિઘ્ને પાર પડ્યું નથી, એક અવસર વાંધા વગરનો ગયો નથી. કોઈ વખત તો ઈશ્વરની ભલાઈ વિષે પણ સંશય થાય છે! નહીં તો, શા સારુ જન્મ આપતાં જ માતા પોતાના પહેલા પુત્રનું સુખકર રુદન સાંભળ્યા વિના સ્વધામ જાય? શા સારુ ગરીબ પિતા એકના એક પુત્રની કંઈ પણ ગોઠવણ કે સુપરત કર્યા સિવાય એક વર્ષમાં પોતાની પત્ની પાછળ સ્વર્ગે સિધાવે?

હશે ! ગયાં. બાળપણની ભોળી અને અજ્ઞાન નિર્દોષતામાં વહાલાંને વિસાર્યાં અને મેં એકલાએ જ સૃષ્ટિની નિર્જનતામાં ભટકવાનો આરંભ કર્યો. શી મુશ્કેલીએ ભણ્યો–ક્યાં ક્યાં અથડ્યો – ક્યાં ખાધું – ક્યાં સૂતો – એની કોને દરકાર? બહેરી દુનિયાને સંભળાવ્યે શો ફાયદો? બાવીસ વર્ષે ભણતર પ્રમાણે સારે ધંધે વળગી એકલા જીવનના લેવાય તેટલા લહાવા લેવાની મેં શરૂઆત કરી.

હું કમાતો અને મારી ન્યાતની એક ગરીબ વિધવા ઘર ચલાવતી. તે મારા ઘરમાં તેની દીકરી સાથે રહીતી. કમલા આઠ વર્ષની, રૂપાળી અને ચકોર હતી. તેનું હમેશ હસતું મોં મારા એકાંત ઘરનું ઘરેણું હતું. તે હસતી અને નિરંતર કંઈ નવાં નવાં ગાંડાં કાઢતી. હું એને રમાડતો અને વખતે ભણાવતોઃ પણ તેની માનું હેત તેના પર બિલકુલ નહોતું. શાનું હોય? કઠોર હૃદયની તે પાપી માતા પોતાની એકની એક છોકરીને ઊંઘતી છોડી એક રજપૂત જોડે નીકળી ગઈ. તેનો પત્તો ન મળ્યો. ગરીબ બાપડી કમલાને એકલો મારો જ આધાર રહ્યો.

અનાથને અનાથ પ્રતિ આકર્ષણ સ્વાભાવિક હોય. આધાર વિનાનાં બે રઝળતાં પંખીડાં સ્નેહથી સાથે ઊડે તેમાં શી નવાઈ? હું અને કમલા બંનેને ઊંચે આભ અને નીચે ધરતી એમ હતું. અમારો સ્નેહ વધ્યો. માતાપિતા, ભઈભાંડુ, બધાંની ગેરહાજરીથી દબાઈ રેહલી લાગણીઓને હવે સ્થાન મળ્યું, કમલા મારું સર્વસ્વ બની. તેને હસવે હું હસતો, રડવે હું રડતો. ચોવીસે કલાક તેના સ્મરણમાં વખત ગાળતો અને તેના સુખની સામગ્રીઓ તૈયાર કરવામાં મારા જીવનની કૃતાર્થતા માનો. મારી કમલા! તેને જરા પણ આંચ આવતાં હું બળી મરતો. તેને પોતાની માતાનો વિયોગ સાલતો, પણ માતાને ભુલાવે એવી સ્નેહાર્દ્રતાથી હું તેને સંતોષતો. તે પણ મને જ દેખી રહેતી અને મારે દુઃખે દુઃખી બનતી. તેના કોમળ અંતઃકરણે મારા સ્નેહને સ્વીકાર્યો.

તે અને હું પ્રેમમાં પડ્યાં.

મને કોઈ વખત સંશય થતો કે આ હસતી અને કૂદતી મૃગલીનો અસ્થિર સ્વભાવ અગાધ પ્રેમ સમજશે? તેનો સ્વભાવ ઘણો જ ચંચળ હતો, એક વિષય પર ચોંટી રહેવું એ તેને દુઃખકર લાગતું. મારી શંકા કોઈ વખત ઘણી વધતી અને કોઈ વખત નાશ પામતી; પણ હું જાતે જ ચળ્યો. અભ્યાસ કરી. બેંક જેવી સંસ્થામાં નોકરી કરી કંઈપણ નિયમિતતા મેળવી હતી તે મેં વિસરી. કમલાનું હાસ્યવિદ્યુત મારા સખતમાં સખત નિયમોને ભેદતું. એની આંખને ઈશારે હું મારા મોટામાં મોટા નિર્ણય તોડવામાં મોજ માનતો. તે રૂપમાં વધતી ચાલી, જુવાનીને પહેલે પગથિયે ચડવા લાગી. તેના લાવણ્યે મારા હૃદયમાં વિવિધ પ્રકારો પ્રેર્યાં. તેનું કોઈ પાસેનું સગું હતું નહીં. મેં તેને પૂછ્યું ને તેણે મને સ્વીકાર્યો.

અમે પરણ્યાં. પછી સુખમાં શું પૂછવું? જ્યાં અન્યોન્ય પ્રેમ–લાગણીઓ ઊભરાતી હોય ત્યાં સુખની શી સીમા? વખત, પૈસો, ધર્મ, પ્રભુતા, બધાંને ઠેસ મારી મરી કમલાને રીઝવવામાં હું મશગૂલ રહ્યો. હૃદયેહૃદય સુખસંગીતમાં એકતાર થયાં. દુનિયાની જંજાળ છોડી–ભવિષ્યનું ભાન ભૂલી, મેં પ્રચંડ પ્રેમયજ્ઞ આરંભ્યો. ગાંડપણ કહો, મૂર્ખાઈ કહો, જે કહો તે એ! પણ મારે મન તો ડહાપણની પરિસીમા હતી. એ સુખ પછી સ્વર્ગ પણ વાંછના કરવા લાયક લાગતું નહીં.

વર્ષો વીત્યાં. મારા મિત્રો મારી ઘેલછા પર હસતા. મારી સંસારી પ્રવૃત્તિની બેદરકારીથી મારા ધંધામાં હાનિ પહોંચતી અને મારા હિતચ્છુઓ મને વારતા; પણ હું બેપરવા રહ્યો. પ્રેમ મળ્યે પરવા શાની? તે ક્યાં જાણતા હતા કે હું પ્રેમદર્દી હતો?

અંતે ગ્રહદશા માઠી આવી ને એક રાતે એક બાઈ બારણાં ઠોકતી આવી. મારી કમલાની મા અનીતિથી અકળાઈ, રખડતી, રઝળતી, ઘડપણમાં હડધૂત થતી હવે દીકરીને શોધવા અવી. મેં તેને જતી રહેવા કહ્યું; પણ તે મારા માથાની હતી. તે કેમ માને? તેની નેમ તેની દીકરી ઉપર અને જમાઈની કમાણી ઉપર હતી; અને વૃદ્ધાવસ્થામાં દીકરીનું મુખ નિહાળવા મારે ત્યાં જ તેણે રહેવાનો નિશ્ચય જણાવ્યો. આવી કઠોર અને કુચાલની સ્ત્રી મારા ઘરમાં રહે અને મારી પવિત્ર પત્નીના નિષ્કલંક અંતઃકરણને કલુષિત કરે એ મારાથી ખમાયું નહિ. મેં તેને જુદી રાખી, પણ તે કંઈ ગાંજી જાય એવી નહોતી. તે આખો દિવસ મારે ત્યાં રહેતી અને મારી કમલાના કોમળ મન પર પૂરી સત્તા જમાવતી. મારી અને કમલાની વચ્ચે તેણે ભેદના પડદા નાંખવા માંડ્યા. હું લડ્યો, કકળ્યો, પણ મારે શાંત થઈ સૌ સાંખવું પડ્યું. કમલા તો ખરી માને બદલે પોતાના મનમાં ઘડેલી એક પવિત્ર માતાની પ્રતિમા જ તેને દેખાતી. તેનું નિંદાપાત્ર આચરણ તે વિસારતી, અને આ મનસ્વી માતાની મૂર્તિને પોતાના હૃદયનો અર્ધ્ય અર્પતી. હું કહેતો તો તે નારાજ થતી. મેં પણ ગઈ રહી કરી. મને કમલા ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી, મેં આંખ આડા કાન કર્યા અને આનું પરિણામ શું થશે તે વિચારવાનું મુલતવી રાખ્યું. મારી કમલાના એક રોષભર્યા કટાક્ષથી મારો આખો દિવસ બેચેનીમાં જતો. તેને રાજી રાખવા ધીમે ધીમે તેની માતા તરફ પણ ખામોશીની નજરથી મેં જોવા માંડ્યું.

પણ કમલમાં આ ફેરફાર? હું માની શક્યો નહીં. શું તેનો પ્રેમ કૈં ઓછો થયો? જે પહેલાં મારામાં જ મસ્ત રહેતી, તે હવે માતાના ગુણાનુવાદમાં જ ગ્રસ્ત રહેવા લાગી. પહેલાં જે સારી દિશા તરફ એના વિચારોનું વલણ હતું તે બદલાયું. જે પ્રેમરીતિએ અમે પહેલાં સંચરતાં તે એ ભૂલી અને જ્યાં સરળ શ્રદ્ધા હતી ત્યાં ડાઘ પડવા માંડ્યા. મેં જાણ્યું કે મને માત્ર અદેખાઈએ અકળાવવા માંડ્યો છે. એવા વિચારો કાઢી નાખવા માટે મેં પ્રયત્ન કર્યો, પણ ક્યાંથી જાય? જે આખો દિવસ મારા તાનમાં ગુલતાન રહેતી તે મેં ખાધું છે કે નહીં તેની પણ દરકાર રાખતી નહીં. આ શું વૈચિત્ર્ય!

થોડા વખત પછી મારી કમલાની મા માંદી પડી અને એને લાયક બીજી દુનિયામાં જ્યાં જગ્યા હોય ત્યાં વિદાય થઈ. પ્રેમ સ્વાર્થી છે. મેં ધાર્યું હતું કે મારી કમલા હવે પાછી મારી થશે. તરત તો તે મહાન શોકસાગરમાં ડૂબી. એનું મોં નિસ્તેજ થયું. હસવું સમૂળગું ગયું અને આખો દિવસ માતા પાછળ વિલાપ

કરવા લાગી. મારા આશ્વાસનથી તે રુદ્રરૂપ ધારણ કરતી. મેં જાણ્યું કે વખત વખતનું કામ કરશે. હું મૂંગો રહ્યો, પરંતુ અફસોસ! દિવસો ગયા, પણ કાંઈ ફેર પડ્યો નહીં. તેણે તેની માતા પાછળ રંડાપો લીધો ને સુખને છેલ્લી સલામ કરી. તે હીણભાગી માતા મરતાં મરતાંય અમારા પર વેર વાળતી ગઈ અને મારા સંસારસુખ પર પાણી ફેરવતી ગઈ!

આમ ક્યાં સુધી ચાલે? હું અકળાયો અને આ વર્તન સાંખી શક્યો નહીં. હું હજી તેને મારી લાડીલી કમલા જ સમજતો અને જે રીતે તેને કહેવાની ટેવ હતી, જે રીતે કહેવાનો મારી લાંબી સેવાએ મને હક આપ્યો હતો, તે રીતે મેં તેને કહ્યું–વિનવ્યું. તરત તે એક સિંહણ સમાન ગાજી. એ સંબંધી બોલવાનો મને તેણે પ્રતિષેધ કર્યો: 'મને હવે સંસારમાં સાર દેખાતો નથી. માના નિઃસ્વાર્થ પ્રેમ વિના જિંદગી બધી રાખ સમાન છે.' હું ચમક્યો. શાબાશ બૈરીની જાત! શાબાશ મારી સહચરી! શાબાશ મારી સંસારતારિણી! સંસારત્યાગનો નવો પ્રકાર મેં ત્યાં જ જાણ્યો. થોડા દિવસમાં બીજો નવો ફેરફાર દેખાયો. હું તેને અકારો થઈ પડ્યો. એકદમ મારા આચરણમાં એને અસંખ્ય ખામીઓ માલમ પડી અને તેનું રસ લઈને વિવરણ કરવા માંડ્યું. જેને એ એક વખત ઈશ્વર તરીકે પૂજતી તેમાં એને નખશિખ દુર્ગુણો ખદબદતા દેખાયા. આખો દિવસ થતા મારી અધમતાના વર્ણનથી મારી જાતને હું ખરેખર એક રાક્ષસ માનવા લાગ્યો.

માણસ અન્યાય ક્યાં સુધી ખમી શકે? ઈસુખ્રિસ્તની સહનશીલતા સૌને સુલભ નથી, અને તે ધરાવવાનો ડોળ પણ હું ઘાલતો નથી. સુરદાસ આપોઆપ સીધો ન ચાલે, પણ ચિંતામણિના ચેતતા ડામથી જ ચમકે–જાગે ત્યારે જ! હું પણ અંતે જાગ્યો. અને આટલાં વર્ષ થયાં મારી કરેલી સેવા જે જે દુઃખ, અગવડ, નુકસાન, ધર્મસ્ખલન મેં આ સ્ત્રી માટે સેવ્યાં તે સર્વે મારી નજર આગળ ખડાં થઈ મને દોષ દેવા બેઠાં! મને બેહદ સંતાપ થયો. હું પણ વીફર્યો. હિંદુ ધણીની જુલમી વર્તણૂક મને યાદ આવી, પણ એ નીચતા અને ક્રૂરતા કોની સામે? મારી કમલા – મારી રમાડેલી, લડાવેલી, મૂર્ખ, પણ નિર્દોષ પ્રિયતમા સામે? નહીં, નહીં, એ પાપાચાર કરતાં ગમે તે દુઃખ વધારે સારું. મેં બને તેટલું કહ્યું. ઉત્તર મળ્યો : 'તમે શું કર્યું? જે કંઈ કર્યું તેથી જ હું વધારે દુઃખી થઈ. તમે ન રાખી હોત તો મારી મા મને સાથે રાખત હું સુખી થાત અને તેની સેવા કરવાની મને વધારે તક મળત.' શાબાશા! મારી કમલા! આ સરપાવ હું સહન કરી શક્યો નહીં. ક્રોધાવેશમાં જીભ પરથી કાબૂ ગયો. બહુએ કહ્યું–બહુએ સાંભળ્યું!

એ દુઃખના મહિના પણ ચાલ્યા. પહેલાં એકલો હતો, હવે છતાં સ્વજને રખડતો રહ્યો. સંસારમાં નિર્જનતા તો હતી, તેમાં હવે ભડકો ઊઠ્યો! હોંશ, આશા સર્વેના ચૂરા થયા. મનને દબાવી, સ્ફુરતાં હૃદયઝરણાંને સૂકવી, દિવસ ને રાત અંતરને અશ્રુપાત વડે નિચોવતો દિવસો ગુજારવા લાગ્યો. મારી મટી ગયેલી મારી કમલા! તે તો ગમગીનીમાં ગિરફતાર રહી. તે શોકમાં નિરંકુશ સ્વચ્છંદમાં મસ્તાન રહી, હું અપમાનિત પ્રેમની મગરૂરીમાં દૂર રહ્યો. દુઃખ વેઠવું દુઃસહ થયું. અમે છૂટાં પડ્યાં!

અમે હવે ભાગ્યે જ બોલતાં. ગાઢ સંબંધી છતાં, નિર્બંધ થઈ વિજન થયાં, પણ જ્યારે હું વિચારમાં નિમગ્ન થતો અને તેનું હાસ્ય કે શબ્દ કાનને અથડાતાં ત્યારે મારા મનમાં અનેક તરંગો ઉછાળો મારતા, નષ્ટ થયેલી મધુરતાનું સ્મરણ મીઠાશ પ્રસરાતું, ભૂતકાળ વર્તમાન થતો અને જે સુખ અનુભવ્યાં હતાં, જે અંતરની ઊર્મિઓ ભેદી અમે પ્રેમસાગરે ઊછરેલાં, જે હું અને તુંનો ક્ષુદ્ર ભેદી અમે ઐક્ય અનુભવેલાં, જે હૃદયના ઊભરાતા ઉમળકા ઝીલી અને પ્રેમમયતાને પામેલાં, તે સમય જ્યારે યાદ આવતો ત્યારે મારું હૃદય ચિરાઈ જતું.

મેં બદલી કરાવવાનું નક્કી કર્યું. ગેરહાજરીથી અંતરના વ્રણ રુઝાશે એમ ધારી મેં દેશનિકાલ કબૂલ કર્યો. વખત વહ્યો, પણ ધારણ સફળ ન થઈ. પાંચસો ગાઉ દૂરથીય મારી કમલાની યાદ મને સાલતી, અને તેની પ્રતિમા મારા આગળ નિશદિન ખડી થતી. મહિનેદહાડે પૈસાના મનીઓર્ડર મોકલવા સિવાય બીજો સંબંધ અમારે કંઈ પણ રહ્યો નહોતો. હું કઠિન થવા માગતો અને હૃદયપ્રેરણાઓનો નાશ કરવા કંઈ કંઈ

ઉપાયો યોજતો, અનેક અભ્યાસો આરંભતો; પણ દુઃખાયેલું દિલ નાનાબાળકની પેઠે છાનું રહેવા ના પાડતું, પણ દિવસો કોની દયા ખાય છે? અશ્રુ અને હાસ્ય બંનેની અવગણના કરી સમયનો પ્રવાહ આગળ ને આગળ વધે છે. મારે પણ એમ જ થયું.

થોડાંક વર્ષ પછી હું એક દિવસ બહારથી ફરી ઘેર આવ્યો. ચોમાસાનું ઘેરાયેલું આકાશ મનને બેચેન બનાવી, વિરહની લાગણીઓ પ્રેરી, મારું દુઃખ તાજું કરતું હતું. મારા અરણ્ય જેવા ઘરમાં પેસવું મને હમેશ માથું વાઢવા જેવું લાગતું હતું. પ્રેમ વિના હૃદય નહીં, ગૃહદેવી વિના ઘર નહીં : સ્મશાન પણ વધારે વહાલું લાગતું. નોકરે કહ્યું : 'ઉપર કોઈ મળવા આવ્યું છે.' હું ઉપર ગયો. આ કોણ? શું મારી કમલા? કોઈ ભયંકર રોગથી પીડાતા શરીરના સુકાયેલા અવયવોમાં મારી કમલાનાં સુકોમળ ગાત્રો ઓળખતાં મને વાર લાગી, પણ શો ફેરફાર? વાટ જોતાં થાકેલું શરીર ઊંઘને વશ થયું હતું. તેને જોતાં મારું હૃદય કંપ્યું. પ્રેમ ને મગરૂરી વચ્ચે હું અનિશ્ચિત ઊભો. પ્રેમ ઊછળ્યો. પાછલી વાત વિસારે પાડી તેને હૈયા સરસી ચાંપવા મન થયું. અનુભવેલાં દુઃખ અને અન્યાયે અતડા થવા કહ્યું. તેની શારીરિક દુર્બળતા જોઈ મારા મનમાં ધ્રાસકો પડ્યો. મેં ધાર્યું હતું કે કોઈ દિવસ પણ એવો પ્રસંગ આવશે, અને પશ્ચાત્તાપથી પવિત્ર થયેલી પ્રિયાને હું એક વાર ફરી મારી કરીશ. પણ આ શરીર?

તે જાગી. પીળાં પડી ગયેલાં નિસ્તેજ નેત્રો મને જોઈ ચમક્યાં. વાત શી રીતે કરવી એની મૂંઝવણ પડી. ભૂતકાળને આઘે ઠેલી મેં જ વાત ઉપાડી. મને એમ થયું કે આ શિક્ષાપાત્ર સ્ત્રીને ભલમનસાઈ દેખાડવી એ ખોટું; પણ પ્રેમાળ હૃદયે–વાટ જોતાં થાકેલા, હારેલ, દુઃખિત હૃદયે કોઈનું કદી માન્યું છે કે મારું માને? મેં તેની ખબર પૂછી.

ઉત્તરમાં તે રડી. ડૂસકે ડૂસકે પાપનો પશ્ચાત્તાપ કરી એણે મને શરમિંદો કર્યો. સ્નેહસાગર ઊછળ્યો. એનું રુદન હું સ્થિર ચિત્તે સાંભળી શક્યો નહીં. ગમે તેવી હોય, ભલે અનીતિના નરકમાં રગદોળાયેલી હોય તો પણ શું? દઢતા, નિયમ, ન્યાય, એ બધા વિચારો ફેંકી દીધા. પ્રેમના પૂર આગળ ફાંફા શા કામનાં? બધું ભૂલ્યો. ફક્ત બાળપણની રમાડેલી, લડાવેલી પ્રિયતમા નજર આગળ રહી. મારી કમલાને મેં ફરી મરી કરી! મારી હૃદયેશ્વરીને ફરી મેં શિરતાજ પહેરાવી મારા જીવનનું સામ્રાજ્ય સોંપ્યું. પણ હાય! દુર્દૈવને તો આ ભાંગ્યુંતૂટ્યું સુખ પણ આપવાનું ન રુચ્યું! મારી કમલાએ વિયોગમાં ઝૂરી, દુઃખી થઈ, ભયંકર ક્ષયને નોતર્યો હતો. ઘણી મહેનત કરી, બહુયે ઉપચરો કર્યા, પણ તે યમદૂત ગયો નહીં. દિવસે દિવસે તેનું શરીર ક્ષીણ થતું ગયું. અમારું સંયોગસુખ પંદર દિવસ પણ પહોંચ્યું નહીં, અને મને ટળવળતો મૂકી ભ્રમમાં ફસાયેલી પવિત્ર હૃદયની મારી પ્રેમમૂર્તિ આ દેહ છોડી ચાલી ગઈ.

શું મારું સુખ? નાળિયેરીનો છાંયડો પણ નસીબે ન આપ્યો! નીચે જોતાં જ નાળિયેર તાલ તોડ્યું. કોને દુશ્મન ગણું? દુનિયાને કે દુર્દૈવને?

---

**ડૉ. ભાવેશ જેઠવા, આસિ. પ્રોફેસર, ગુજરાતી વિભાગ, કચ્છ યુનિવર્સિટીના સહયોગથી**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 4, Continuous Issue 10, July - August 2012

# માસ્ટર ઝચારીઅસ ભાગ –૩: અનુ. જિગર શાહ

**માસ્ટર ઝચારીઅસ: ભાગ– ૩**

(વિજ્ઞાનના અતિરેકના માઠા પરિણામોની કલ્પના કરતી વિશિષ્ટ નવલકથા)

લે. જૂલે વર્ન

અનુવાદ– જીગર શાહ

(વિજ્ઞાનને પોતાના જીવનનું સંપૂર્ણ ધ્યેય માની બધું દાવ પર લગાડી દેનારા જૂલે વર્નની વાર્તાઓના પાત્રો અદભુત રોમાંચ આપનારાં છે. માસ્ટર ઝચારીઅસ – આવું જ એક ધૂનિ પાત્ર છે. તેના મગજ ઉપર સવાર થયેલી વિજ્ઞાનની ગાંડી ધૂન તેની આસપાસની દુનીયાને પણ ભૂલાવી દેનારી નીવડે છે. આ મૂળ ફ્રેંચ કથા Maitre Zacharius ઈ.સ. 1854માં જૂલેવર્ને લખી હતી. લાંબો સમય અપ્રકાશિત રહ્યાં પછી તેનો સમાવેશ 1874માં પ્રકાશિત થયેલા Dr. OX Experiments નામના કથાસંગ્રહમાં થયો હતો. આ કથામાં જૂલે વર્ને વિજ્ઞાનના અતિરેકના માઠાં પરિણામોની ભવિષ્યવાણી કરવાનો પ્રયત્ન કર્યો છે. જે હાલના સમયમાં સર્જાયેલી પર્યાવર્ણીય સમસ્યાઓને જોતાં સાચી પડતી જણાય છે. આ રીતે પણ આ કથાનું અનેરું મહત્વ છે. એમાં અનુભવાતો કથા વેગ તો અદ્વિતીય છે જ આપને એ અનોખા આનંદની અનુભૂતિ કરાવનારી નીવડશે એવી શ્રદ્ધા છે. હવે પછીના હપ્તાઓમાં આ કથા પ્રકાશિત થવાની હોવાથી જલ્દીથી આપ સામયિકમાં રજિસ્ટર્ડ થાવ અને નવા અંકને પોતાના જ ઈ–મેઈલ પર મેળવી વાંચો.....)
**ન.શુ.**

**– ૩ –**

માસ્ટર ઝચારિઅસની ચિંતામાં જીરાડ અસ્વસ્થ બની ગઇ. એવી સ્થિતિમાંથી બહાર લાવવા ઑબર્ટ સતત પ્રયત્ન કરતો રહેતો હતો. એને પણ એના માલિકની ચિંતા રહેતી હતી. ઝચારિઅસના મગજમાં એક જ ધૂન સવાર હતી. એને કારણે તેમની શારીરિક સ્થિતિ પણ કથળી ગઇ. માનવીય સંવેદનાઓ તેમના હ્દયમાંથી જાણે નાશ પામી હતી. મરણ પથારીએ પડેલી વ્યક્તિની નિરાશા જેવી સ્થિતિમાં તેઓ ડૂબી ગયા હતા. એમાંથી તેમને બહાર લાવવા જીરાડ અને ઑબર્ટ બનતા બધા પ્રયત્નો કરતા હતા.

ઝચારિઅસે બનાવેલી ઘડિયાળોમાં ખામી ઉદ્ભવતા તેમના પ્રતિસ્પર્ધીઓને તેનો ફાયદો ઉઠાવવાની અમુલ્ય તક મળી ગઇ હતી. આ પ્રતિસ્પર્ધીઓએ ઝચારિઅસની ઘડિયાળો વિશે જાત જાતની અફવા ફેલાવવાની શરૂઆત કરી દીધી.

ભેદી રીતે અટકી પડતી ઘડિયાળો વિશે બઢાવી ચઢાવીને ફેલાવવામાં આવેલી અફવાઓને લીધે ઝચારિઅસની પ્રતિષ્ઠા અને ધંધાને વધુ નુકશાન થવા લાગ્યું. સાથે ઝચારિઅસની માનસિક પીડામાં પણ વધારો થતો ગયો. ઘડિયાળમાં ઉદ્ભવતી ખામી અને માસ્ટરની લથડતી જતી તબિયતને લોકો એકબીજા સાથે સાંકળતા હતા. કેટલાક લોકોનું માનવું હતું કે માસ્ટર ઝચારિઅસની તબિયતની અસર તેમની બનાવેલી ઘડિયાળો પર પણ થતી હતી. ઘડિયાળો અનિયમિત થવાનું કે બંધ પડવાનું સાચું


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 4, Continuous Issue 10, July - August 2012

કારણ તો હજી ઝચારિઅસ પણ પામી શક્યાં ન હતાં. તો સામાન્ય માણસોને સમજાવાનો સવાલ જ ન હતો. લોકો તેમની ખોટકાયેલી ઘડિયાળોને લઈને ફરિયાદ કરવા ઝચારિઅસને ઘરે આવતા. પણ તેમના આ પ્રયત્નોનો કોઈ અર્થ સરતો ન હતો. ઝચારિઅસના ખુલાસા કોઈ સ્વીકારતું ન હતું. તેમની તબિયત પર તેની વધુ વિપરિત અસર થતી હતી. તેથી જીરાડ હવે કોઈને પણ પોતાના પિતાને મળવાની પરવાનગી આપતની ન હતી. યોગ્ય જવાબ નહીં મળતાં ગ્રાહકો વધુ અકળાતા હતા.

ઝચારિઅસે બનાવેલી ઘડિયાળોની લોકો હવે જાહેરમાં ટીકા કરવા લાગ્યાં હતા. તેમની વિરુદ્ધ દેખાવો થતાં હતાં. તેમની ઘડિયાળો વેચનારા વેપારીઓ પણ તેને લીધે અકળાતા હતા. તેમણે ઘડિયાળોમાં ઉદ્ભવતી ખામી દૂર કરવા તેમજ નવી બનતી ઘડિયાળોમાં નવી જ કાર્યપ્રણાલીવાળી સુધરેલી આવૃત્તિની માંગણઈ ઝચારિઅસ સમક્ષ કરી હતી. એના કરતાં વધું ગંભીર અસર પ્રતિસ્પર્ધીઓ દ્વારા ફેલાવાતી અફવાઓને લીધે થતી હતી. એક સમયે જે લોકો તેમની આ અદ્ભુત ઘડિયાળોના વખાણ કરતા થાકતાં ન હતાં ને એની સચોટતા પર ગર્વ લેતા હતા અને સમગ્ર યુરોપના વિવિધ દેશોમાં તેના પ્રદર્શનો યોજાતા હતાં. તેઓ તરફથી આ ઘડિયાળોની ગુણવત્તા ઉપર પ્રશ્નાર્થ ઊભો થયો હતો. ઝચારીઅસ માટે એ સ્થિતિ સહી ન શકાય એવી હતી. પરંતુ એમાં એ વેપારીઓનો પણ વાંક કાઢી શકાય તેમ ન હતું. તેઓ ઝચારિઅસની ઘડિયાળો ઉચ્ચ ગુણવત્તા માટે વધુ કિંમત ચૂકવતા હતાં. અને લોકો પાસેથી પણ ઊંચી કિંમત વસુલ કરતા હતાં. એવી ભરોસાપાત્ર ઘડિયાળોમાં જ જ્યારે નહીં સુધારી શકાય એવી ખામી ઊભી થતી હોય ત્યારે તેમની ફરિયાદને ક્ષુલ્લુક ગણીને અવગણી શકાય તેમ પણ ન હતું. માસ્ટર ઝચારિઅસની પ્રતિષ્ઠા સાથે તેમના ધંધાની શાખ પણ જોડાયેલી હતી.

પોતાના ઘડિયાળોની બદનામીના અસહ્ય બોજ તળે દબાઈને માંડ માંડ શ્વાસ લઈ રહેલા માસ્ટર ઝચારિઅસ માટે જીવતા રહેવાનું મુશ્કેલ બની ગયું. ધીમે ધીમે એમનું શરીર અને મન નબળાં પડતાં ગયાં. ક્ષતિ પામેલાં ઘડિયાળોને દુરસ્ત કરવાની વાત તો દૂર રહી, એમનાથી પોતાની પથારીમાંથી ઊભા પણ થઈ શકાય એમ ન હતું. ઝચારિઅસની આવી સ્થિતિમાં જીરાડ અને ઑબર્ટ સતત એમની કાળજી લેતા હતા. તેને લીધે જ ધીમો પરંતુ નોંધપાત્ર કહી શકાય એવો સુધારો ઝચારિઅસની તબિયતમાં આવી રહ્યો હતો. ઝચારિઅસને લાગેલ માનસિક આઘાતમાંથી ધીમે ધીમે બહાર લાવવા તેમના પ્રિયજનોનો સાથ જ સૌથી ઉત્તમ દવા હતી. પથારીમાંથી ઊભા થઈ તેઓ થોડું ચાલતા થયાં હતા. સતત આવતા રહેતા અસંતુષ્ઠ ફરિયાદીઓથી દૂર રાખવા જીરાડ ઘરથી દૂરના એકાંત બગીચામાં તેમને ફરવા લઈ જતી. નિરાશાવાદી વાતાવરણથી દૂર રહેતા ઝચારિઅસને વૈચારિક ગડમથલોમાંથી મુક્તિ મળી હતી.

સ્વિટ્ઝર્લેન્ડનું કુદરતી સૌંદર્ય પણ એવું હતું કે મરણપથારીએ પડેલા માણસને પણ નવજીવન મળી શકે. જીરાડ તેમને સંત એન્ટોનિઓના ચર્ચમાં પણ લઈ જતી. નગરથી થોડું દૂર આવેલું હોવાથી ત્યાં લોકો પણ ખૂબ ઓછા જતાં. તેઓ ત્યાં શાંતિથી પ્રાર્થના કરતા. સાંજના સમયે સુંદર તળાવને કિનારે તે ફરવા લઈ જતી. તેઓ કલાકો સુધી શાંતિથી ત્યાં બેસતા હતા.

ઝચારિઅસની યાદ શક્તિ ક્ષીણ થઈ ગઈ હતી. તેમને કંઈ જ યાદ નહોતું રહેતું. નશાના બંધાણીની જેમ તેઓ સતત ઘેનમાં જ રહેતા હતા. બ્યુટની પર્વતમાળાનાં શિખરોનો નજારો માણવા પણ બંને જતાં. જીરાડ નાની હતી ત્યારે ઝચારિઅસ તેને અહીં જ ફેરવવા લાવતા હતા. ગિરિમાળાના વિવિધ શિખરો તરફ આંગળી ચીંધીને જારાડ તેની મીઠી યાદો પિતા સાથે તાજી કરતી. આમ છતાં ઝચારિઅસને કંઈ જ યાદ આવતું ન હતું. જીરાડ તેમને જ્યાં પણ ફરવા લઈ જતી ત્યાં ઝચારિઅસ સાવ બાળક જેવું વર્તન કરતા. જાણે અહીં પહેલી વખત આવ્યા હોય. દરેક વસ્તુ નવી હોય તેમ નવું શીખવા પ્રયત્ન કરતા. ક્યારેક નાના બાળકની માફક જીરાડના ખભા પર પોતાનું માથું નાખીને ઊંઘી જતાં.

આ સમય દરમિયા ઔબર્ટ વર્કશોપમાં જ રહેતો. ઝચારિઅસે બનાવેલી જુદી જુદી ઘડિયાળોમાં ખોટકાયેલ ભાગોનું સમારકામ કરી ફરી ચાલુ કરવાના પ્રયત્ન કરતો. પણ તેવા બધા પ્રયત્નો વ્યર્થ પૂરવાર થતા હતા. ઘણા પ્રયત્નો કરવા છતાં તેને ઝચારિઅસની એક પણ ઘડિયાળને પુનઃ શરુ કરવામાં સફળતા મળી નહીં. નિરાશ થઈ તે બંને હાથોથી પોતાનો ચહેરો દબાવી બેસી જતો. તેને લાગતું કે તે પણ ઝચારિઅસની જેમ પાગલ થઇ જશે.

જીરાડ અને ઔબર્ટની સતત કાળજીને કારણે ઝચારિઅસની તબિયતમાં ધીમો સુધારો થઈ રહ્યો હતો. તેમને ભાન થયું હતું કે દુનીયામાં તેઓ એકલા ન હતા. સુંદર અને યુવાન જીરાડની તેમને ચિંતા થવા લાગી હતી. હવે પછી કેટલું જીવાશે તેનો અંદાજ કરી શકાય તેમ ન હતું. તેમના મૃત્યુ બાદ જીરાડ એકી પડી જશે તેની ચિંતા તેમને થવા લાગી. આમ તો જીનીવાના કેટલાય યુવાનો જીરાડ સાથે લગ્ન કરવા ઉત્સુક હતા પણ જીરાડના મનમાં કે ઝચારિઅસની નજરમાં એ પૈકીનો કોઈ યુવાન યોગ્ય લાગતો ન હતો. ઝચારિઅસને પોતાની પુત્રી માટે ઔબર્ટ જ સૌથી યોગ્ય પત્ર જણાયો. બંને સાથે જ ઘરમાં રહેતાં હતાં. બંને વચ્ચે મૈત્રી પણ સારી હતી. ઔબર્ટ તેમનો એક માત્ર વિશ્વાસુ સહાયક હતો. બંનેના વિચારો પણ એકબીજાને ખુબ મળતા આવતાં હતાં. ઔબર્ટ પણ જીરાડને મનોમન ચાહતો જ હતો. પણ તેનો સ્વીકાર ક્યારેય જીરાડ સમક્ષ કરી શકતો ન હતો. થોડી સ્વસ્થતા આવતા એક દિવસ ઝચારિઅસે સ્કોલાસ્ટિકને બોલાવી કહ્યું.

જીરાડ અને ઔબર્ટ..બંનેનું સર્જન ઇશ્વરે એકબીજા માટે કર્યું હોય તેવું મને લાગે છે...મને તેમની જોડી ગમી છે.

માસ્ટર ઝચારિઅસની વાત સાંભળી સ્કોલાસ્ટિક ખુબ જ આનંદિત થઈ ગઈ. તેને તો જીરા–ઔબર્ટની જોડી પહેલેથી જ પસંદ હતી. પોતાના મનમાં રહેલી વાતને આજે માલિકે પણ કહી. અતિ આનંદિત થઈને એ ખબર જીરાડ અને ઔબર્ટને આપવા માટે તે દોડવા લાગી. પરંતુ ઝચારીઅસે તેને શાંત પાડી. તેઓ ન જણાવે ત્યાં સુધી આ વાત કોઈને ન જણાવવી તેવી સ્પષ્ટ સૂચના આપી. પરંતુ એ વાત લાંબો સમય ગુપ્ત રહી શકે તેવી ન હતી. ઝચારિઅસની મરજી વિરુદ્ધ અને તેમની જાણ બહાર જીરાડ અને ઔબર્ટના લગ્નની વાત આખા નગરમાં વહેતી થઈ ગઈ.

દરમિયાન ઝચારિઅસ સમક્ષ બીજી એક રહસ્યમય ઘટના બની. એક ભેદી અવાજ એના કાને પડ્યો. ધીમું ગણગણતું હોય તેમ કોઈ બોલી રહ્યું હતું.

જીરાડ ક્યારેય ઔબર્ટને પરણી શકશે નહીં.

ઝચારિઅસે ફરીને જોયું તો કોઈ વૃદ્ધ ઠીંગણો મણસ તેમની નજરે પડ્યો.

આ અજાણ્યા માણસની ઉંમર કેટલી હતી ... તેના દેખાવ પરથી અનુમાન કરતાં જાણે સેંકડો વર્ષોની હોય તેવું લાગતું હતું. તેનો સપાટ અને મોટો ચહેરો તેના એક ખભા તરફ નમેલો હતો. તેનું તેનું શરીર માત્ર ત્રણ ફૂટ જેટલુ જ ઊંચાઇ ધરાવતું હતું. તેના શરીરનો અડધો અડધ ભાગ વતો માત્ર તેના ચેહરાનો હતો. ભયાનક દેખાવ ધરાવતા આ માણસના ગળામાં લોલક જેવું કંઈ લટકતું હતું. ધ્યાનથી જોતાં ઝચારિઅસને ખ્યાલ આવ્યો કે તેના ચહેરામાં ઘડિયાળનું ડાયલ અંકિત હતું. ઘડિયાળના સંદુલન ચક્ર જેવું એક ચક્ર તેની છાતીના ભાગમાં ફરી રહ્યું હતું. તેનું નાક પણ વિચિત્ર હતું જાણે સૂર્ય ઘડિયાળ પર સમયના આંકારૂપી પડછાયો રચાય તે માટે રાખવામાં આવેલી તિક્ષ્ણ દાંડી. તેના દાંત પણ ઘડિયાળમાં ગોઠવાયેલ ચક્રોની જેમ છૂટા છવાયા હતા. તેનો અવાજ ધાતુના બનેલા ઘંટમાંથી નીકળતા અવાજ જેવો કર્કશ હતો. તેના હ્ય્યદયના ધબકારા પણ ઘડિયાળમાં થતી ટીક–ટીક અવાજ જેવા સ્પષ્ટ રીતે સાંભળી શકાતા હતા. એના હાથ પણ ઘડિયાળના કલાક અને મિનિટના કાંટા જેવા જ હતા. તેની ચાલ સામાન્ય

માનવીની જેવી સાહજિક ન હતી. તે ઝટકા મારીને ગોળ–ગોળ ઘુમ્યા કરતો, પરંતુ ક્યારેય પાછળ ફરતો ન હતો. તેની ચાલની ઝડપ પણ એકદમ ચોક્કસ હતી. તેમાં કોઈ વધારો ઘટાડો થતો ન હતો. અત્યાર સુધીના સમયમાપન વિકાસમાં શોધાયેલા ઘડિયાળના વિવિધ ભાગોનો સમન્વય થયેલો હોય તેવો તેનો વિચિત્ર દેખાવ હતો. એને માણસ કહી શકાય તેમ ન હતું. તે એક પ્રકારનું હરતું ફરતું ઘડિયાળ જ હતું. જે બોલી પણ શકતું હતું. એને ઘડીમાનવ જ નામ આપી શકાય. માસ્ટર ઝચારિઅસ કંઈ બોલે એ પહેલા તો ત્યાંથી એ ઘડીમાનવ ગાયબ થઈ ગયો....

**(વધુ આવતા અંકે...)**

---

**અનુ. જીગર શાહ, સુરત**


**Editors**: Dr. Naresh Shukla, Dr. Hasmukh Patel, Dr. Bhavesh Jethava, Dr. Niyaz Pathan
**Publisher:** Dr. Tanvi Shukla
Year-2, Issue 4, Continuous Issue 10, July - August 2012

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 4, Continuous Issue 10, July - August 2012

# રોમીઓ અને જુલિયટ ભાગ– ૩: અનુ. મહેન્દ્ર ભટ્ટ

## રોમીયો અને જુલીયટ: ભાગ– ૩

મુખ્ય વાર્તા લેખક– માટ્ટઓ બેન્ડેલા
અંગ્રેજી ભાષાંતર– વિલિયમ પેઈન્ટર
ગુજરાતી ભાષાંતર– મહેન્દ્ર ભટ્ટ

(રોમીયો અને જુલીયટ– ના નામથી અજાણ એવો કોઈ જણ શોધવો અઘરો પડે. વિશ્વભરમાં જાણીતા આ પ્રેમીઓના નામ અત્યંત પ્રસિદ્ધ છે. પરંતુ એ મૂળમાં એમની વાત શું હતી – એનાથી અવગત ન હોય એવા ભાવકોને આ રચનાની જાણકારી મળી રહે તે હેતુથી આ કથાને સાહિત્યસેતુમાં હપ્તાવાર પ્રકાશિત કરવામાં આવનાર છે. આશા રાખીએ છીએ કે આપ સૌ આ કથાનો આનંદ ઉઠાવો. પ્રતિભાવો આપશો એવી અપેક્ષા રાખીએ છીએ.**– સંપાદક**)

(શ્રી મહેન્દ્ર ભટ્ટ, મૂળે અંગ્રેજીના અધ્યાપક અને ગુજરાત આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ, અમદાવાદમાં હાલ પ્રિન્સીપાલ છે. અંગ્રેજી સાહિત્યના નિયમિત વાચક, વિચારક અને અનુવાદક છે. આ પહેલા એમણે ઘણી વાર્તાઓના અનુવાદ કર્યા છે. ખાસ કરીને ગુજરાતી વાર્તાઓને અંગ્રેજીમાં અનુદિત કરીને પ્રશસ્ય સેવા કરી છે. એ જ રીતે અંગ્રેજી કાવ્યો, વાર્તાઓ અને ટૂંકી કથાઓના અનુવાદ ગુજરાતીમાં કરતા રહીને ગુજરાતી વાચકોને રસથાળ પીરસી રહ્યાં છે.)

**– ૩ –**

ફ્રાયર લૉરેન્સ એક અતિ ઉમદા આદમી હતાં. આધ્યાત્મવાદનાં ખરા જાણકાર. કુદરતના છૂપા રહસ્યોના શોધક, તે ખૂબ જ્ઞાની હતા. બાઈબલનો અભ્યાસ અને ધર્મોપદેશ તેમનો મુખ્ય ધંધો બની ચૂક્યો હતો. જાદુવિદ્યાના તે જાણકાર, છતાં તેનો દુરૂપયોગ તેઓ કદી ન કરતાં. આ ફ્રાયરે પોતાના સદગુણ અને પવિત્રતાથી વેરોનાના લોકોના દિલ જીતી લીધા હતા. લોકો તેમની પાસે કરેલા પાપની કબૂલાત અર્થે નિર્ભય બનીને આવતા. દરેક વ્યક્તિના તે આત્મિયજન બની ગયા હતાં. બધા તેમને હ્દયપૂર્વક માન ન આપતાં અને ચાહતાં. શહેરના ઉમરાવો તો તેમના આવા ડહાપણથી એવા તો પ્રભાવિત થઈ ગયેલા કે તેમણે કરેલા ભારેખમ ગુનાઓનો એકરાર તેમની પાસે કરી હળવાફૂલ બની જતા.

એ બધામાં પણ વેરોનાના મુખ્ય ગવર્નર એસ્કેલાના ઉમરાવનાં તે ખુબ માનીતા હતા. મોન્ટેસ્ચીઝ અને કેપેલેટ કુટુંબોમાં પણ તેમનો માન–મરતબો ઘણો ઊંચો, બહુ નાની ઉમરથી રોમિયોને તેમના તરફ સદભાવ. તેથી પોતાની દરેક ખાનગી વાત તે તેમને કહેતો.

જુલિયેટથી છુટો પડી રોમિયો પહોંચ્યો સીધો લૉરેન્સ પાસે, જુલિયેટના પ્રેમનો એકરાર કરી તેની સાથે લગ્ન કરવાની ઈચ્છા પ્રદર્શીત કરી અને છેવટે કહ્યું કે, જો તેની સાથે લગ્ન નહીં થાય તો મોત સિવાય અન્ય વિકલ્પ નથી. ફ્રાયરે જુદી જુદી ઘણી બાબતોનો વિચાર કરી આવા છૂપા લગ્નોમાં ઊભી થતી અડચણોની વાત તેને સમજાવી. અને હજી ફરીવાર પરિપક્વતાપૂર્વક વિચારવા ભારપૂર્વક સમજાવ્યું. તેમ

છતાં રોમિયો પોતાના વચનમાંથી ડગવા બિલકુલ તૈયાર ન થયો. છેવટે તેની જીદને તાબે થઈ, ફ્રાયરે તેની વાત સ્વીકારી. તેમને પણ એક શક્યતા એવી દેખાતી હતી કે તેમના લગ્નના કારણે બન્ને કુટુંબો વચ્ચેનું વૈમનસ્ય કદાચ ઘટે પણ ખરું. લૉરેન્સ સહમત તો થયા પણ આટલી ઉતાવળે નિર્ણય કરવો તેમને યોગ્ય ન લાગ્યો. – 'એક દિવસ તો જોઇએ જ'. તે બોલ્યો. કોઈ શ્રેષ્ઠ માર્ગ કાઢવા, શાંતિથી વિચારી જોવા માંગતા હતા.

રોમિયો આ બાબતે જેટલો કાળજીપૂર્વક આગળ વધતો હતો તેટલી જ કાળજી જુલિયેટ પણ લેતી. તેણે પણ પોતાની વાત પોતાની તહેનાતમાં મુકાયેલ વૃદ્ધાએ આનાકાની કરી, ના પાડી, પણ જુલિયેટને ખાત્રી હતી કે અંતે તો તે તેને જરૂર મદદ કરશે. અને બન્યું પણ એવું કે, તેણે તેનાથી બનતું બધું કરી છુટવા વચન આપ્યું. સૌ પ્રથમ તો જુલિયેટે રોમિયો અને ફ્રાયર લૉરેન્સ વચ્ચે જે કાંઈ વાત થઈ હતી તે કહી અને કહ્યું કે આખરી નિર્ણય લેવા ફ્રાયરે એક દિવસની મહેતલ માંગી હતી. અને હજી કલાક પહેલાં જ તે તેને ફરી મળી પાછો આવ્યો હતો. ફ્રાયર લોરન્સ સાથે થયેલ યોજના પ્રમાણે પછીના શનિવારે જુલિયેટ એકરાર કરવાના બહાને ચર્ચમાં જવાની રજા લઇ સેંટ ફ્રાંસિસના ચર્ચમાં રોમિયોને મળે અને ત્યાં બંને છૂપી રીતે લગ્નવિધિથી જોડાઈ જાય. રોમિયોએ એમ પણ કહ્યું કે, કોઇપણ સંજોગોમાં આ તક જવા ન દેવી. વૃદ્ધાએ આવીને રોમિઓએ નક્કી કરેલ યોજના જુલિયેટને કહી. જુલિયેટના આનંદનો પાર ન રહ્યો. તેણે પોતાની વાત માતા પાસે એવી તો સલુકાઈથી મુકી કે તેણે સંમતિ આપી દીધી. એવું નક્કી થયું કે એક આયા અને એક યુવાન કામવાળી બાઈ ને લઇ જુલિયેટ દેવળમાં જાય. નિશ્ચિત દિવસે અને સમયે જુલિયેટ પહોંચી. પહોંચતાની સાથે જ તેણે ફ્રાયર લૉરેન્સને બોવાવ્યા. લોકોને તો પાપમુક્તિના એકરાર અર્થે તેઓ દેવળમાં જ હતા. જુલિયેટ આવ્યાના સમાચાર મળતાં જ દેવળના મુખ્ય ભાગમાં તેઓ આવી પહોંચ્યા. તેમણે આયા તથા કામવાળીને ઉપદેશ સાંભળવા અને સેવા કરવા દેવળમાં જવા કહ્યું અને કહ્યું કે, "જુલિયેટનો એકરાર હું સાંભળી લઇશ અને એ કામ પૂરું થતાં જ તમને જણાવીશ."

બન્ને ગયા કે ફ્રાયર લૉરેન્સ જુલિયેટને એક કોટડીમાં લઇ ગયા. આદત મુજબ દરવાજો બરોબર બંધ કર્યો. રોમિયો ત્યાં જ હતો. બંને એકાંતમાં મળ્યા. સમય હતો માત્ર કલાકનો. બન્નેના એકરાર સાંભળી પછી લૉરેન્સ બોલ્યા. પુત્રી, રોમિયોએ મને અધિકૃત કર્યો છે. જે રીતે રોમિયો તને તેની પત્ની તરીકે સ્વીકારવા તૈયાર છે તે રીતે તું તેને તારા પતિ તરીકે સ્વીકારવા તત્પર છે કે નહીં તે મને કહે, તમે બન્ન એકબીજાને સ્વીકારો છો...બન્નેની દ્દઢ ઇચ્છા પામી જઇ લૉરેન્સે તેમને લગ્નનું મહાત્મ્ય સમજાવ્યું. લગ્ન સંસ્થાની પ્રસંશા કરતો ઉપદેશ સંભળાવ્યો અને છેવટે દેવળની વિધિના શબ્દો ઉચ્ચાર્યા. રોમિયોએ જુલિયેટ વીંટી પહેરાવી અને બન્ને ઊભા થયા. ફ્રાયર લૉરેન્સ સમક્ષ બન્ને નત મસ્તકે ઊભા ત્યારે લૉરેન્સે કહ્યું. – "બોલો, હવે તમારે વધારે કાંઈ કહેવાનું હોય તો કહો, ઝડપ કરજો, સમય બહુ ઓછો છે અને રોમિયોએ ચૂપચાપ અહીંથી રવાના થવાનું છે, માટે કહી દો જે કહેવાનું હોય તે."

રોમિયોને જુલિયેટથી આ રીતે છુટા પડવાનું ગમ્યું નહીં. તેને થોડી ગ્લાનિ, થોડી દિલગીરી પણ થઈ. તેણે જુલિયેટને પેલી વૃદ્ધાને તેની પાસે મોકલવા કહ્યું અને જે દોરડાની નિસરણી તેની સાથે તે મોકલાવે તે તૈયાર રાખવા કહ્યું. રાત્રે તેના શયનખંડમાં ખાનગીમાં નિરાંતે આગળ શું કરવું–તેની યોજના વિચારવાની વાત પાકી કરી બન્ને છુટા પડ્યા અને લગ્નના એક કલાકના સહવાસને વાગોળતાં વાગોળતાં સુખદ સંતોષ સાથે પોતપોતાના ઘરે પહોંચ્યા. રોમિયોએ ઘરે પહોંચી પોતાના અત્યંત વફાદાર સેવક, જેમાં તેને પોતાની કરતાં પણ વધારે વિશ્વાસ હતો તેવા પેટ્રોને બોલાવ્યો અને બંને છેડા પર લોખંડના હૂક લગાવેલા હોય તેવી દોરડાની બનેલી એક નિસરણી લાવી રાખવા કહ્યું. તરત જ પેટ્રોએ તેની વ્યવસ્થા કરી, ઇટાલીમાં તે સમયે તે ખુબ વપરાતી.

જુલિયેટે બરાબર પાંચ વાગે પોતાની વૃદ્ધ આયાને રોમિયો પાસે મોકલી અને તેણે જે વ્યવસ્થા કરી હોય તે લઈ આવવા કહ્યું અને નિયત સમયે પોતે હાજર રહે તે માટે યાદ અપાવવા પણ કહ્યું.

મોહાંધ બનેલ બન્ને પ્રેમીઓને આ સમયયાત્રા અતિ લાંબી લાગી. ક્ષણે ક્ષણ યુગો જેટલી લાંબી લાગી. જો કે બીજો કોઈપણ સમયગાળો તેમને ટલો જ લાંબો અને કસોટીરૂપ લાગત તે નિશંક હતું. તેમનું જો ચાલે તો કાળા ડિબાંગ વાદળોના પડછાયામાં રાત પાડી દે તેવી અધિરાઈ અનુભવતા હતા તેઓ બન્ને. એવી હતી તેમની એકબીજાને મળવાની તાલાવેલી..અને અંતે આવી પહોંચી એ મેળાપની ઘડી. રોમિયોએ ધડકતાં દિલે નવો પોષાક ધારણ કર્યો. તેનું હ્દદય ક્ષણે ક્ષણે એક તો ધબકારો ચૂકી જશે એવું લાગતું હતું. પરંતુ સદનસીબે તે વધારે વેગથી ધબકતું હતું. પોતાના નિશ્ચયમાં અડગ, ધડકતાં હ્દદયે રોમિયો પહોંચ્યો એ બગીચામાં અને રમતવાતમાં બગીચાની દિવાલ કૂદાવી બરોબર જુલિયેટના શયનખંડની બારી નીચે આવી ઊભો. ત્યાંથી જ જુલિયેટને નિહાળી. તેણે પણ રોમિયોને ઉપર ચડવા નિસરણી બરોબર બાંધી રાખી હતી. કોઈ ભય વગર તે નિસરણીના સહારે ઉપર ચડી ગયો અને પહોંચ્યો જુલિયેટના શયનખંડમાં. દીવાની શગમા પ્રકાશમાં જુલિએટનો શયનખંડ ઝળહળતો હતો. રાત્રી પોશાકમાં સજ્જ જુલિયેટને રોમિયો જોઇ રહ્યો. દીવાના પ્રકાશમાં તેનું સૌંદર્ય કંઇક ઓર જ નિખરી રહ્યું હતું. રોમિયોને જોતાં જ તેણે તેને પોતાના બાહુપાશમાં જકડી લીધો. અને વારંવાર ફરી ફરીને અનેક ચૂંબનો કરી દબાવી દીધો.

શબ્દોની જગ્યા પણ બચી ન હતી તે બંને વચ્ચે. હતા ફક્ત ઉનાં ઉનાં નિસાસા. આજે રોમિયો તેની અત્યંત નજીક હતો. આટલી નજીકથી તેણે રોમિયોનો ચહેરો કદી જોયો ન હતો. તે તેને અનિમેષ નયને તાકી રહી. મન ભરીને નિરખી રહી પોતાના પ્રિયતમને..તેની આંખોમાં અપાર પ્રેમમય કરૂણા હતી. જાણે રોમિયો સાથે જીવન–મરણના કોલ ન દીધા હોય.. પણ પછી તેણે જાત પર કાબુ મેળવ્યો. સંભાળી લીધી તેની જાતને. ભાનમાં આવ્યા પછી જાણે હ્દદયના ઊંડાણમાંથી ન બોલતી હોય તે રીતે બોલી. – "રોમિયો, સદગણોના આવિષ્કાર સમા મારા પ્રિયતમ, હ્દદયપૂર્વક તારું સ્વાગત હો..! તારી ખોટ સાલતી હતી. તારી ગેરહાજરીમાં આંસુઓના એટલા ઉભરા આવ્યા કે હવે ઝરણું સાવ સૂકાઈ ગયું. પરંતુ હવે તેને મારી બાહોમાં પામી, મૃત્યુ કે નસીબ, જેને કંઈ કરવું હોય તે ભલે કરે. મને ભૂતકાળમાં અનુભવેલા મારા તમામ દુ:ખોનો બદલો મળી ગયો તેનો સંતોષ છે. આ બધો પ્રતાપ તારી હાજરીનો છે ભલા, રોમિયો પણ સજળ આંખે બોલ્યોઃ મારી વહાલી, આજ પહેલાં નસીબે પણ આવી યારી કદી આપી નથી. કેમ સમજાવું તને કે તું મારા અસ્તિત્વ પર કેટલી છવાઈ ગઇ છે..! આટ આટલા દિવસ સુધી ભોગવેલી યાતના, તને પામવાની આ ક્ષણ સુધી, તારા વિરહની વેદના, કેટલી અનુભવી...? મૃત્યુ કરતા પણ વધારે વેદનામય હતી અને એ વિરહનું આવું આશાકિરણ મને નજરે પડ્યું ન હોત તો મારું જીવન તો ક્યારનુંય આથમી ગયું હોત. પરંતુ મને લાગે છે હવે મારી યાતનાઓનો બદલો મને મળી ગયો. આ મિલને મને ખુબ શાતા આપી. હું ખુશ છું. દુનિયા આખી મારા હવાલે હોય તેવું લાગે છે. પરંતુ હવે આપણઆ લાગણીસભર હ્દદયને મળેલ સુખ–શાંતિ કાયમ કેમ બની રહે તે બાબતે પણ વિચારી લેવું જરૂરી છે. હવે આપણે ડહાપણ અને બુદ્ધિપૂર્વક, વિવેકબુદ્ધિથી, કુનેહપૂર્વક કામ લેવું પડશે જેથી જિંદગીના બાકી રહેલા દિવસો આપણે શાંતિથી જીવી શકીએ.

જુલિયેટ જવાબ આપવા જતી હતી કે વૃદ્ધ આયા તેના ખંડમાં પ્રવેશી. વાતોમાં જે સમય વિતાવે છે તેને તે સમય કદી પાછો મળતો નથી. તે બોલી. – "ગમે તે દુ:ખ અનુભવ્યું હોય, ભૂલી જાવ અને આવો તમારા માટે મેં સજાવેલ શૈયા પર અને મળો શાંતિથી." વૃદ્ધાની વાતથી બન્નેને ખુશી થઈ અને શૈયા પર બંને તેમના પ્રેમને અનુકૂળ એવા કોમળ આલિંગનોમાં વિંટળાઈ વળ્યા. કૌમાર્યની બધી જ સીમારેખા રોમિયો એક પછી એક ઓળંગતો ગયો. તેનું સામ્રાજ્ય છવાઈ ગયું. કોઈ અંતરાય હતો નહીં ત્યાં.

આ રીતે સંપન્ન થયું તેમનું લગ્ન. સવારનો પ્હો ફાટકતાં જ રોમિયોએ વિદાય લીધી. ફરી એક બે દિવસમાં એ જ સ્થળે મળવાનું નક્કી કરી. ગમે તે ભોગે, નસીબ યારી આપે અને દુનિયા સમક્ષ તેમનું પવિત્ર બંધન જાહેર કરવાની તક સાંભળે ત્યાં સુધી આ રીતે મળવા આવતા રહેવાનું વચન આપીને તે ગયો. આમને આમ એક બે મહિના સંતોષ – આનંદમાં પસાર થયા. પણ નસીબની ગતિ ન્યારી, દૈવ કળ હોય છે, તેમ એકાએક બધું બદલાયું..! નસીબની બલિહારી એવી રહી કે મળેલા તમામ સુખોને, માણેલા આનંદને તેમે વ્યાજ સાથે પાછું લીધું. અને તેમને ધકેલ્યા દુઃખની ઊંડી ગર્તામાં. કેમ જાણે તેને તેમના સુખથી ઈર્ષ્યા ન ઉપજી હોય... અને બદલામાં આપ્યું એટલું ક્રૂર અને દયાજનક મૃત્યુ કોઈએ કલ્પના પણ ન કરી હોય..!

આ તરફ વેરોનાના ઉમરાવના અનેક પ્રયત્નો છતાં કેપેલેટ અનો મોન્ટેસ્પીઝ કુટુંબના સંબંધમાં કોઈ સુધારો થયો ન હતો. ભારેલા અગ્નિ માફક જૂના વૈમનસ્યના તણખાઓ હજી રહી ગયા હતા જે કોઈ પ્રસંગનું બહાનું મળતાં જ ભડકી ઊઠે એવી પૂરી શક્યતા હતી. એવામાં ઇસ્ટરના દિવસોમાં એક ઘટના બની.

વેરોનાના જુના કિલ્લા તરફ જતાં રસ્તા પરના બૂઝારી દરવાજે કેપેલેટ અને મોન્ટેસ્ચીઝના જુથો આમને સામને આવી ગયાં. પછી તો પૂછવું જ શું...? શરૂ થઈ ગયા ઘૂરકીયા, કેપેલેટના જૂથમાં જુલિયેટનો પિતરાઈ થીબાલ્ટ હતો. તે યુવાન અને શસ્ત્રો વાપરવામાં પારંગત હતો. તેણે પોતાના સાથીઓને મોન્ટેસ્ચીઝના માણસોને બરાબરનો પાઠ ભણાવવા ઉશ્કેર્યા અને મોન્ટેસ્ચીઝનું નામોનિશાન મીટાવી દેવા તત્પર કર્યા.

તકરારની ખબર વાયુ વેગે વેરોનાના ખૂણે ખૂણે પહોંચી ગઈ. શહેરનાં લોકો પહોંચ્યા તેમને છૂટા પાડવા. રોમિયો પોતાના મિત્રો સાથે તે પણ ઝડપથી ઉપડ્યો. અને પહોંચ્યો જ્યાં તેના સગાવહાલાની ઘતકી હત્યા થઈ હતી. ઈજા પામેલા, આપસમાં લડતાં ને તેણે સમજાવવાની કોશીષ કરી. પોતાના સાથીઓને ઉદ્દેશીને બોલ્યો..– "મિત્રો, ચાલો તેમને છુટા પાડો. એ બધાં એટલા તો ઉશ્કેરાયેલા છે કે, જો તેમને અત્યારે રોકશું નહીં તો જોત જોતામાં તો બધાનાં ટૂકડે ટૂકડાં થઈ જશે." અને બોલતાની સાથે જ તેણે ઝઘડતા જુથોમાં ઝંપલાવ્યું અને એકબીજા પર થતા વારને ઝીલવા, અટકાવવા લાગ્યો. તે મોટેથી બોલતો જતો હતો, – "મિત્રો બસ કરો, હવે નહીં. અટકો, અટકી જાવ, ઈશ્વરને ખાતર પણ થોભી જાવ. ઈશ્વરનો ક્રોધ વહોરોમાં. આપણા બંને કુટુંબો દુનિયા આખીમાં બદનામ થાય છે અને સમાજમાં અવ્યવસ્થાના કારણરૂપ બને છે."

પરંતુ તે બધા એકબીજા પર ગુસ્સાથી એટલા તો હાવી થઈ ગયેલા હતા કે રોમિયોની વિનંતીઓ કાને ન ધરી. એકબીજાના જાન લેવા મચી પડ્યા હતા. લડાઈ એટલી તો ઘાતકી અને હિંસક બની ગઈ ગઇ હતી કે જોનારાઓ પણ હતપ્રભ બની ગયા હતા. હવે અટકવું તેમને મન કાયરતા હતી. શસ્ત્રો છવાઈ ગયા હતા. બધાનાં મન ઉપર અને જમીન પર વેરણ–છેરણ પડ્યા હતા. કપાયેલ હાથ કે પગ. લડાઈમાં કોણ જીતે તે કહેવું મુશ્કેલ હતું. એવામાં જુલિયેટના પિતરાઈ ધી બાલ્ટનું ધ્યાન રોમિયો પર પડ્યું અને ગુસ્સામાં તે તલવાર લઇને દોડ્યો વાર કરવા. ઘા એટલો તો બળપૂર્વકનો હતો કે રોમિયોએ પોતાના બખ્તર પર એ ઘા ઝીલી ન લીધો હોત તો તેના બે કટકા થઈ જાત. આ જોઈ રોમિયો બોલ્યો– "થિબાલ્ટ, તું જાણે છે કે, મેં હજી ધીરજપૂર્વક કામ લીધું છે. અહીં સુધી હું તારી સાથે લડવા નથી આવ્યો. હું તો શાંતિ અને સુલેહ ઇચ્છું છું. તું જો એમ માનતો હોય કે હું કાયર છું તો ભૂલ કરે છે. મારા સ્વમાનને ઉશ્કેરમાં. અન્ય થા આરોપ કર, નિંદા ન કર. આટઆટલાના જાન જઈ ચૂક્યા છે. બસ કર હવે, તારી લોહીની તરસનો અતિરેક ન કર. મારી શુભકામના અને મનનાં તમામ બંધનો તૂટી જાય એટલો ઉશ્કેર નહીં મને."

"અરે ઓ વિશ્વાસઘાતી" – થીબાલ્ટ ગર્જ્યો. "સારી સારી વાતો કરીને પટાવ નહીં મને. લે, બચાવ તારી જાત. સંભાળજે. શબ્દો તારા શરીરનું રક્ષણ નહીં કરી શકે સમજ્યો..." આમ કહેતાની સાથે જ જે બળપૂર્વક તેણે રોમિયો પર તલવારનો વાર કર્યો.

રોમિયોએ તે ચૂક્વ્યો ન હોત તો તેનું માથું ધડથી અલગ પડી ગયું હોત. થિબાલ્ટ પોતાની જાત સંભાળીને ફરી વાર કરે તે પહેલા તો રોમિયો તૈયાર જ હતો. પોતાના પર વાર થવાના કારણે અને તેને ઈજા પહોંચાડવાના ઈરાદાથી થયેલા ઘાથી રોમિયો ગુસ્સે થયો. એવી ત્વરાથી તેણે વળતો ઘા કર્યો કે એક, બે અને ત્રીજા ઘાએ તો એને તો ઢાળી દીધો તેના દુશ્મનને, ગળામાં તલવારની અણી એવી તો ઘોંચી દીધી કે આરપાર નીકળી ગઈ અને બસ ખેલ ખલાસ. ખતમ થઈ ગયો ઝઘડો. થિબાલ્ટ તેમના જુથનો નાયક હતો, એટલું જ નહીં તે એક ઉમદા ઉમરાવ કુટુંબનો સભ્ય પણ હતો.

મેયરે તેના સૈનિકો મોકલ્યા અને રોમિયોને જેલમાં મોકલવાના આદેશો આપ્યા. રોમિયોને થયું, નસીબ એને આંબી ગયું. દુર્દૈવને દ્વાર ખખડાવું પામી જઈ રોમિયો ભાગ્યો અને ભરાયો ફ્રાયર લૉરેન્સના દેવળમાં, પણવારમાં બાજી પામી ગયેલા લૉરેન્સે તેને છૂપી જગ્યાએ સંતાડ્યો કોન્વેન્ટમાં. અને નસીબ પલાટાતા ત્યાંથી પરદેશ ભાગી જવા રાહ જોવા કહ્યું.

થિબાલ્ટના મૃત્યુની વાત શહેરમાં ફેલાઈ ગઈ. તેના મૃતદેહને વેરોનાના જાગીરદાર સમક્ષ મુકવામાં આવ્યો. કેપેલેટ કુટુંબે શોક મનાવ્યો અને અરજ કરી ન્યાય કરવા. તો સામા પક્ષે મોન્ટેસ્ચીઝ કુટુંબે પણ રોમિયાની નિર્દોષતાને આગળ ધરી. હુમલો થિબાલ્ટે કર્યો હતો એ વાતને દોહરાવી. પંચ એકઠું થયું. બંને પક્ષના સાક્ષીઓને સાંભળવામાં આવ્યા. શહેરના ઉમરાવ દ્વારા હથિયાર હેઠા મુકવા આદેશ થયો. રોમિયોનો ગુનો સાબિત થયો. જો કે, તેણે સ્વબચાવમાં થિબાલ્ટને માર્યો હતો એ વાતને લક્ષમાં રાખી તેને પંચ દ્વારા વેરોનામાંથી કાયમી હદપારની સજા કરવામાં આવી.

કમનસીબ કથા શહેરમાં જાહેર થઈ. લોકોએ વિલાપ કર્યો અને શોક મનાવ્યો. કોઈકે થિબાલ્ટના મૃત્યુને તેની શસ્ત્ર વાપરવાની નિપૂણતા અને અનુભવને લક્ષમાં રાખી તે કેટલો ઉપયોગી બની શકે તેમ હતો તેવી વાત કરી. તો કોઈએ રોમિયોની હદપારીની સજા માટે નિસાસા નાંખ્યા (ખાસ કરીને વેરોનાની યુવતીઓએ) તેની મોહકતા, લાવણ્ય અને કુદરતી આકર્ષણ ઊભું કરતી તેની છટા તથા સદગુણોથી તે દરેકને પોતા તરફ ખેંચતો. તેથી સારાયે શહેરના લોકોનો એક મત એવો હતો કે તેની હદપારીની બાબત ખુબ કમનસીબ ગણાવી. પરંતુ એ બધામાં સૌથી બદનસીબ તો હતી જુલિયેટ કે જેણે બે બે જણ ગુમાવ્યા હતા. થિબાલ્ટ જેવા પિતરાઈનું મોત અને અત્યંત પ્રિય તેવા વહાલા પતિની હદપારી. તેના નિસાસાઓથી હવા ગરમ થઈ ગઈ. તેના વિલાપે ભરાઈ ગયું સારુંય આકાશ. ઉશ્કેરાયેલી, દુઃખથી પીડાતી, રહેંસાતી તે ઉપડી પોતાના શયનખંડમાં અને પડી શૈયા પર, જ્યાં તેણે રોમિયો સાથે રાતો દરમિયાન મધૂર પળો માણેલી. પરંતુ તેના દર્દમાં ભાગીદાર થવા આજે કોઈ ન હતું. કહે પણ કોને ? દયા ઉપજે એવી કરુણ સ્થિતિ હતી તેની. બુદ્ધિ બહેર મારી ગઈ હોય એવી દશામાં બાઘાની માફક અહીં તહીં બહાવરી બની નજરો આમતેમ ફેરવી રહી હતી. જે બારીમાંથી રોમિયો પ્રવેશતો તે બારી પર નજર પડતાં જ તે ચિત્કાર કરી ઊઠી, ઘવાયેલી પંખિણીની માફક.

રે દુઃખીયારી અટારી, પ્રવેશ કેટલા બદનસીબ જેમાં વણાયેલા હતા મારી પર આવી પડનાર આ દુર્ઘટનાના તાણાવાણા. ઘૂંટાયા હતા કડવા વખ વિષ. તારાથી થયો હતો થોડો આનંદ, અન્યથા, અન્ય સમયે મળ્યું હતું અલ્પ ક્ષણિક સુખ. તો શું એ બધાનું ઋણ મારે આટલા બળપૂર્વક અને દુઃખ સાથે ચૂકવવું પડે ! નથી મારું કોમળ શરીર એટલું શક્તિમાન કે ન ખમી શકે તારો આઘાત. હવે તો શોધવી એવી જગ્યા, એવા દ્વાર જ્યાં આ જીવનનો ભાર ક્ષણિક મૂકી શકાય. અરે દૂર્ભાગી રોમિયો, આપણી પ્રથમ મુલાકાતે લલચાયા હતા મારા આ કાન તારા વચનને કારણે અને ખાત્રી કરાવી તેં ઘણાં સોગંદ વડે. એથી તો હજી

હું માનવા તૈયાર નથી કે મૈત્રીથી આપણા કુટુંબો વચ્ચેના વૈમનસ્યને ટાળવાના બદલે તેં આવું હિચકારું શરમજનક કૃત્ય કેમ કર્યું...?

**(હવે પછીના અંકમાં...)**

---

**ગુજરાતી ભાષાંતર– મહેન્દ્ર ભટ્ટ**

SAHITYASETU
ISSN: 2249-2372
A Peer-Reviewed Literary e-journal

Sahityasetu

Year-2, Issue 4, Continuous Issue 10, July - August 2012

## લોકસાહિત્યનું નજરાણું: કાવ્યાસ્વાદ – અજિત મકવાણા

### ઊડી જાઓ, પંખી ! – દુલા ભાયા 'કાગ'

ઊડી જાઓ પંખી ! પાંખુંવાળાં જી...
વડલો કહે છે વનરાયું સળગી, મૂકી દીયો જૂના માળા.
આભે અડિયાં સેન અગનનાં, ધખિયાં આ દશ ઢાળાં જી,
આ ઘડીએ ચડી ચોટ અમોને, ઝડપી લેશે જવાળા.
બોલ તમારા હૈયામાં બેઠા, રૂડા ને રસવાળા જી,
કોક દી આવી ટૌકી જાજો, મારી રાખ ઉપર રૂપાળા...

આશરે તારે ઈંડાં ઉછેર્યાં, ફળ ખાધાં રસવાળાં જી,
મરવા વખતે સાથ છોડી દે, એ મોઢાં મશવાળાં.
ભેળાં મરશું, ભેળાં જન્મશું, તારે માથે કરશું માળા જી,
'કાગ' કે આપણે ભેળાં બળશું, ભેળાં ભરશું ઉચાળા.

**– દુલા ભાયા કાગ**

ભાષા લિખિત સ્વરૂપે જળવાઈ–સચવાઈ છે એથી વિશેષ કંઠ્ય સ્વરૂપે વધુ જળવાઈ–સચવાઈ છે, ખીલી–વિકસી છે. બોલીનું સ્વરૂપ જ એવું કે એ સૌને સમજાય, પ્રત્યાયનનો પ્રશ્ન બહુ ન નડે. આપણી આ કંઠ્યપરંપરામાં જૂનાં ગીતો–કવિતા–ભજનો એવું ઘણું સાહિત્ય જળવાયું છે. લોકસાહિત્યનો વિશેષ છે કે એમાં તત્કાલીન સમાજનું તાદૃશ્ય વર્ણન આવતું હોય, જિવાતું જીવન જીવંત હોય, વળી, એમાં ઉપદેશનું તત્ત્વ પણ હોય, જીવનુપયોગી કશીક ને કશીક વાતનો–સિદ્ધાંતનો–નીતિનિયમનો કે આદર્શનો એને આધાર હોય.

ગામડાગામમમાં વડલા હેઠે, સરવર–પાળે કે કૂવાકાંઠે, મંદિરના ઓટલે કે ચબૂતરે કે રાત્રે જામતા ખેતર–તાપણે કે ડાયરામાં કસૂંબા–ઘોળ ગોઠડીમાં લોકસાહિત્યના હલકદાર કંઠ ગાજ્યા–ગુંજ્યા રહેતા હોય છે. લગભગ દરેક ગામની મંદિરની ભજનમંડળી હોય, એ રાત પડ્યે ઢોલકી–મંજીરાં–તબલાં લઈ મોડી રાત સુધી ભજન લલકારતી રહે. એમાં શ્રોતાઓને ઘરે ઘરેનું નિમંત્રણ ન હોય, સૌ કોઈ મેળે–બેળે આવીને બેસે ને નિજાનંદ મેળવી પાધરા થાય. આ પરંપરા હજી આજેય અંતરિયાળ ગામડાંમાં જોવા મળે છે. શહેરોમાં હવે પ્રસંગોપાત્ત આવી ભજનની હલક બોલાતી હોય છે.

